५४३४

# "મા[illegible]"

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

વાંકાનેર નવિન આર્યોદય

નાટક કંપની.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ

પ્રિન્ટીંગ એન્ડ જનરલએજન્સિ કંપની

"લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬.



કિંમત બે આના.

૬૪૩૪

# "माधवमूक्ता"

नाटकनां गायनो.

છપાવી પ્રસિદ્ધ કરનાર
વાંકાનેર નવિન આર્યોદય
નાટક કંપની.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.


અમદાવાદ.
મામાની હવેલીમાં અમદાવાદ યુનાઇટેડ
પ્રિન્ટીંગ એન્ડ જનરલએજન્સિ કંપની
"લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૫૨. સન ૧૮૯૬.




કિંમત બે આના.

# અર્પણ પત્રિકા.



શ્રીયુક્ત વિવેકસાગર ચુડામણિ પરી.

શ્રી ગીરધરલાલ છોટાલાલ.

મુ. ખંભાત.

આપ તનમન અને ધનથી અહર્નિશ આ કંપનીને મદદ કરતા આવ્યા છો. આ કંપની આપની પોતાનીજ છે, એમ સમજી તેની ઉન્નતિને માટે ખંતથી ગમે તેવાં સાહસ કરવાને પણ ડરતા નથી અને અહોનિશ તેના ઉદયને માટે શ્રમ લ્યોછો; તેના બદલામાં આપની પવિત્ર શેવામાં આ એક લઘુ ગ્રંથ મુકુંછું તેનો સ્વીકાર કરશોજી.

લી. આપનો

**શુકલ. દયારામ રામજી**

**મેનેજર.**

વાંકાનેર નવિન આર્યોદય નાટક કંપની.

५४३४

# "माधव मुक्ता" नाटकनां गायनो.

## અંક ૧ લો.

(સુત્રધાર).— (૧)

અવધના વાસી, દશ શિશના વિનાસી. જય
રમ્ય રસ રાસી, અવિનાશી, ગુણ ગ્રામ છો.
અસૂર ઉડંડ, ખંડ ખંડથી જવાસ જુથ.
ખંડન ધુમંડ, ધનસ્યામ છો.
ધર્મ ધન ધામ, વિભુ વ્યાપક છો ઠામ ઠામ.
પરમ અભિરામ, સચરાચરના શ્યામ છો.
વચન વચન ક્ષીર, સાચનાર સચન સદા.
રાજીવ નચન રમણિય અતિ રામ છો.

(૨)

કટી કીંકની ધ્વનિ ગાજે શ્રવણે શબ્દ પડે છે એ સારા.
ઝાંઝર પાયે ઝમકે, આવે વેગે વીરહ દમન દારા.

નટી— (૩)

મનોહર બાગમાં, બહાર એ શુમાર ખીલી.
મોહ કંદ વસંત, શોભા વર્ણવી શકુ ના,
અધિક અનુ રાગ.—મનોહર.
આમ્ર વૃક્ષોના પરે, પર પક્ષિ ગાવે ગીત.
હર્ષ અધિક ઉપજાવે વિનોદના વિભાગમાં—મનોહર.

(૪)

મગન થયું મનરે, ખુબી કારક ખુબ ખુશાલી,
નૃપતિનો જનમ દીન આજે, સૌ ઘરઘર મંગળ છાજે.
દ્વાર દ્વાર દરબારમાં, બાંધે બંધન માળ.
ગીત મનોહર ગાયતાં, કોકિલ વયની બાળ.—મગન.
સચરાચરનું સુખ સારૂ ભૂપ ભુવન પ્રભા પરવારૂં.
મણિ માણુક મોતીના ચોક પુર્યા ચતુરંગ;
પર્મ પતાકા પરખીને ઉર પામે ઉછરંગ.—મગન.

મેઘલો— (૫)

બાપા રખે સડાવતા રીહ. હે. ટેક.
મારી માડી મને મારીને ઉલટી પાડે ચીહ. હે.
કાલાવાલા મેં ઘણા કીધા પણ, ગાંડાને કાંઈ ગમસે.
ધોકો લઈને ધડ, ધડ, ધડ,
હવે જુઓને જવાબ દેશે ઝટ, ઝટ. હે.
એ ખોટા, ખોટા; ઓ બાપા જો જો.
કજી દાડો પંડ કરીને, ભારે દેશે ભીંહ.-એ. બાપા.

પુંજી— (૬)

આગ ઉપર કરો ન સોકરા તણું તમે
સોકરા તણું તમે, મારૂં દીલડું દમે. ટેક.
અટકસાળો એ આપણો સૈયો.
ગાળો દેસે તે લગાર ના ગમે—આમ.
ઘરનું તો કામ કદીએ નથી કરતો.
રખડોઓ સૌ સાથ રાત દીવસ રમે—આમ.

આંપણો કસબ નથી આવડતો એને.
હારૂ, હારૂ, જબારઈથી જમે—આમ.

જગલો— (૭)

હાંભળ વાત કહું હાસી. કળજુ પ્રેમદાની. (૨)
ઘરના ઘણીને મારે ધોકલેરે લોલ.
પાડોશી પર પ્રીત ભારી. દીગે હાહુને માર.
રાત દિવહ અપાર. હાં.
ખાવા દીયે ન કદી ખાંતથીરે લોલ.
રીંહાયસેં રાત દાડો. દીયે દારૂણ દુઃખ
બળી જાઓ એનું મુખ. હાં.
કુંવારો ન ખુબ લેર સેરે લોલ.
પરણ્યા પહતાય મન માંહી.
બાપા હાસું કીગો સો. હીખ હેને દીયો સોરે.

જગલો— (૮)

ઉભીરે રાંડ તને બંધાવું માલનો મોટલો.
જમી ઉપર હું પસાડુ ઝાલી સોટલો.
મેઘલો—બાપા બસ, બસ, બસ. (૨) ઉભીરે.
પુંજી—વના વસારે થીયા સૈયાની કોર હું.
હારા દેખાઓ ઈમ કરો. અમારૂં જોર હું.
હું સું, અબળાની જાત. (૨) ઉભીરે.
જગલો—રીંહે બાળેસે ફોકટ મને શીદ ફાવડી

વસાર, વસાર, કેમ બેકી ગઇસે આવડી.
બોલો, જેમ તેમ સેમ ( ૨ ) ઉભીરે.

મુક્તા— ( ૯ )

અરર કર્મની ગતિ વિચીત્ર છે અતિ એ,
એ, એ, એ.
વિપત્તિના વિકારથી મુજાય છે મતિ. એ.
માત તાત ભ્રાત સ્વર્ગમાં ગયાં અરે. એ.
કાકી માહુરા હૈયાની હામ સૌ હરે. એ.
લેશ ના દયા ધરે, કલેશ બહુ કરે. એ.

મુક્તા— ( ૧૦ )

જે જગકર્તા, જે જગભરતા;
ખગધર, નગધર, જગ ધરજે
ઉર ધરી અરજી આ કીંકરીની
સુખકર, દુઃખહર, દુઃખહર જે
શરણે તારે ચહ્યુ મુજ વારે
જગપતિ મમશિર, કર ધર ધર. જે જગકર્તા.

દીવાળી— ( ૧૧ )

બનો સૈયર શું આવાં અધિર. ધરો ધીર, ધરો
ધીર ( ૪ )
દુઃખ દુર કરીએ શ્રી હરિ સમરી એ (બેની)
સહુ સુખ સુખદ શરીર. સખી સુણુ સહૂ.
નેણે નીર, ભીંજે ચીર, આ શરીર વાગે તીર.

તગ્દીર છે અમીર, તગ્દીર છે અમીર
નક્કી સમજી ને સખી બનો સુધીર. બનો.

**મુક્તા—** ( ૧૨ )

દુઃખમાં પડી હું આ કરણી નડી શું
કરૂં શું ઉપાય, લાગે લાય, ન રહેવાય ( હાય ) દુઃખમાં.
તાત માત સૌ ગયાં વિસારી
બની દશા દુઃખ દાયક મારી.
પલપલ ઉર અકળાય, ગભરાય, ગમરાય અરે હાય. (હાય).

**દીવાળી—** ( ૧૩ )

કર નહીં ચિંતા કાંઈ બેની ( ૨ ).
મોદ ભરી મનમાંહી બેની ( ૨ ). કર નહિ.
સફળ કાજ સૌ તારૂં થાશે. સંકટના દીન સર્વ જાશે.
સુખ થશે સમુદાઈ બેની કર નહીં..
મન ધાર્યાં મન ભાવ નમળશે દુઃખ દાવાનળ ઈશ્વિર દળશે.
જશ પામીશ જગમાંહી બેની. કર નહીં.
રજા લઉ છું હું હવે બેની, ધીર ધરી રહે જે મૃગનેની.
કાલે આવીશ આંહી બેની. કર નહીં.

**કુમતિ—** ( ૧૪ )

જાણી મેં આજ નાદાની તમામ તારી જાણી.
પુત્રી પ્રમાણે જાણી, ઉછેરી દયા આણી.
જાણીતી મેં તો શાણી મદમાં શું મૂર્ખ ભરાણી,

**મુક્તા—**કૃપાળુ માત, કૃપાના તજો શર્ણાગત ધારી
શેવું છું સદા ચરણ માતુ મારી.
આજ્ઞા હે મશ પાળુ છું હૈયામાં હર્ષ ધારી.

**કુમતિ**—રાખે ન મારી પરવા,
**મુક્તા**—તત્પર છું સેવા કરવા.
**કુમતિ**—શીખી શું વ્યર્થ ઉચરવા;
**મુક્તા**—કંકાસ કરો શું કરવા, હું દીન દારા, સ્વધર્મ ધારા
પાળું સારા.
**કુમતિ**—પ્રપંચ તારા મેં સર્વે લીધા છે જાણી.
જાણી મેં આજ.
**મુક્તા**— ( ૧૫ )
માતુ આશરે છું આપને,
આજ મારો કે ચાય તો ઉગારો રે માતુ. ટેક.
આ તન મન અને ધન તણા અધિકારી છો આપ.
બનુ વિમુખ જો તમ થકી લાગે મારે શીર પાપ. માતુ.
આપ સમોવડ અવનીમાં, અવર પ્રીયે નહીં કોય,
મગ્ન રહું મનમાં મહા આનંદ તમારો જોઈ. માતુ.
**કુમતિ**— ( ૧૬ )
બક બક શાને કાજ કરે આજ આતે શું કહેવાય.
અરે ક્રૂર કરે દુર, તારૂં મુખ દીઠે દુઃખ.
અરે તારૂં દરશન કરવાથી સુકે છે મારી કાય.,
તારી સહુ પ્રીત, જાણી મેં ખચીત.
અરરરર હાય મારા ઉરમાં લાગે લાય. બક બક.
**અભયસિંહ**— ( ૧૭ )
કરે કેમ કામની ક્રોધ કલેશ.
દયા તજી દીલમાંથી કરે કેમ દીકરી ઉપર દ્વેશ. ટેક.

કોઈ દીયે દીકરી નથી કરતી તાહરો ગુન્હો લગાર.
અરે તું લગાર, દયા દીલ ધાર, નમેરી નાર,
હાર્યો કહી હું તને બહુ વાર. કરે કેમ.
માન્ય માન્ય તજી ગુમાન કર વિચાર કાંઈ ગમાર.
કરૂં પોકાર કરે શું અન્યાય જોયો નહીં જાય,
ઉર અકળાય, અરે હાય હાય. કરે કેમ.

**અભયસિંહ—** ( ૧૮ )

હાય હવે શું કરવું, ઉપાય મુજને એકે ના સુઝે,
આ દુઃખ કયાં ઉચરવું ક્રોધ જવાળા આશી રીતે બુઝે.

**કુમતિ—** ( ૧૯ )

જાઓરે આવું કરવું કંથ ના ઘટે તમોને.

**અભયસિંહ—**આધિન તારે પુરણ પ્યારે,

**કુમતિ—**જાણ્યા પ્યારે, જાણ્યા પ્યારે;

**અભયસિંહ—**શાને ધારે વ્હેમ લગારે, વારે વારે જાઓરે.
અંતરમાં શું આમ વિચારે, આ શું ધારે, ક્લેશી ભારે

**કુમતિ—**પડી છું હાથ તમારે.

**અભયસિંહ—**તું શાને હિમત હારે;

**કુમતિ—**હાય મરવું પડશે મારે. જાઓરે

**બુદ્ધિસાગર—** ( ૨૦ )

સુખ કારી, દુઃખ હારી, મળી નૃપ લાયક નહીં નારી
ચંદ્ર છબી હારી. ટેક.
ઘણા દિવસ દેશાવર ફરિયા મસ મગતા મનમાં ધારી
ગતિ વિપરિત થઈ, મતિ મુરછાઈ ગઈ, દશે દિશા
બની દુઃખ કારી.

ઉપાય સુઝે નહીં શું થાય. હર, હર ભારી ખુવારી.

ગલજી—ગુણિયલ વીર ગભરાઓમાં ઉરમાં આપ લગાર.

ધિરજનું ફળ આપશે કષ્ટ હરણ કિરતાર.

ઓ પ્યારા ખેદ ન કરીએરે, તમે બનોરે સધિર.

સુખકારી, ભારી, ભારી, ભારી, ખેદ ન કરીએરે.

ગલજી— ( ૨૧ )

સહુ સફળ શ્રમ થયા સુખદા;
કનડે નહિ કલેશ હવેથી કદા.
થયા દિવસ દુર સહુ દુઃખદા,
જગદીશ સાનુકુલ સંત સદા.

અતિ મોદ મહા મનમાંય યદા,
ટળ્યા તનના તાપ ત્રિવિધ તદા.
આજનો દિન ( બહુ ) આનંદકારી,
સમાચાર સાંભળ શું સુખકારી.
સુજશ પાત્ર થશું આવડી મારા પ્રીય ભાઈ;

દીવાળી— ( ૨૨ )

સફળ કાજ સહુ થાશે, ધીર ધરી મનમાંહી રહો ભાઈ;
હરદમ રહો હુલાસે; સુંદરી મળશે નૃપને સુખદાઇ.

બુદ્ધિસાગર— ( ૨૩ )

રજા દીયો આજે ( ૨ ) બેનીરે ટેક.
માગી માફ કહું કરજોડ — રજા.
ઘણા દિવસ થયા ગામછોડ્યાને.

ચિંતા છે ચિત્તમાંય ગમે ન મુજને કયાંય. રજા.
ખુશી ખબર જલદી ભૂપને દેવા.
ઉત્કંઠા અપરંપાર થાય છે વારંવાર. રજા.
એ માસ અંદર અહીંયાં આવીને,
કરવું છે સારૂ કામ, હૈયે ધરીને હામ. રજા.

ગઝલ— ( ૨૪ )

મનોહર મુર્ત્તિ તારી, ક્ષણ વિસરે ન વિસારી;
નીરખી છે જયારથી નારી, પડ્યો છું પ્રેમવશ પ્યારી. ટેક.
મને એવી લગની લાગી, બનું સુખ દુઃખનો ભાગી;
કરી મહેનત મનધારી, પ્રીયા તુજને કરીશ મારી. મનોહર.
બની જોડી સરસ સરખી, પ્રીતિની રીત મેં પરખી;
નથી રહેતી ધીરજ ધારી, કહું શું વાત વિસ્તારી. મનોહર.

ગઝલ— ( ૨૫ )

ના છોડું એ નાર ( ૨ ).
ચંદ્રમુખી, મૃગનેની, મનોહર રૂપ ગુણ પારાવાર. ના.
ગજગમનીકલ, કોકીલવેણી, ઉત્તમ તન આધાર;
ત્રિલોકમાં રંભા રતી સમનો, ગર્વ સર્વ હરનાર. ના.
રસે રસીલી સુંદરી શાણી, સદા શાંત કરનાર;
આ ભવસાગર વિના પ્રયાસે, તારીને તરનાર. ના.

ઝીણા— ( ૨૬ )

તમે ફીકર કરો ન લગાર,
મુદ ધરી મનમાં રહો મગનમાં;
અરજ શ્રવણ ધરી લેજો યાર—ટેક.

કામ તમારૂં, સર્વ સુધારૂં;
એ પણ ધારૂં, હામથકી;
દુઃખ વિદારૂં, હામ ન હારૂં;
બોલ ઉચ્ચારૂં, સર્વ નક્કી.
મંતર જાણું, જંતર જાણું, તંતર જાણું અપરંપાર;
થાઓ કાંરે અધીર જાઉં, જાઉં, જાઉં. તમે.

ઝીણા— ( ૨૭ )
કરૂં સફળ કાજ સહુ આજ હું,
નિમકહલાલી બેશક બનીને,
ઉત્તમ અગણિત યત્ન કરૂં—કરૂં.
મમ જાદુનો મહિમા મહીપર,
વિસ્તારૂં અભિરામ હામધર;
આ ઘન વનથી વિકટ વિઘનથી;
સચીવ જઈ શકે નહિ ઘર—કરૂં.

બુદ્ધિસાગર— ( ૨૮ )
જ્વાળ જાગી જ્વાળ, રગરગપર ધરી રાલ;
હજુરીએ બોળ્યું નામ, કર્યું હરામીનું કામ.
રહ્યો ધરી ક્રૂર હામ, એ પાપી લા;
પરમ ધરમ સૌ એણે ખોયું હાલ,
નજર ધરી બદચાલ—જ્વાળ.
કરો નહિ ક્રોધ કદી, નીચની પ્રતીત;
નીચ તે તો નીચ કરે, અનીતિ ખચીત.
ધરમ ઉપર ચીત કરે નહિ કદી પ્રીત,

અરે મુજ મન સહી, યાર અતિ ખેદ સહી;
ઘડી ઘડી પલ પલ કઠીણુ કરાલ—જવાળ.

ઝીણા— ( ૨૯ )

જાઉં બદન ઉપર બલિહારી,
ભલે પધાર્યા મદન બિહારી;
સરસ મળી તક સુખકારી—જાઉં.
આવો આવો પ્રીતમ આવો,
રંગે રમશું અધિક ઉમંગે,
અલબેલા અનંગ ઉછરંગે;
સ્વામી સદા રહીશું સંગે,
વિનોદ વિધી વિધી વિસ્તારી—જાઉં.

બુદ્ધિસાગર— ( ૩૦ )

મોહ મોહની ભરી (૨) જાણી તને દુર દુર મુજથી.ટેક.
કપટ પ્યાર કોને બતલાવે, નાહક નેણુ નચાવે,
એવો કોણુ અકરમી હોય કે, તારી પાસે આવે;
શિર કલંક ધરી ( ૨ ) જાણી તુને દુર દુર મુજથી;

ઝીણા—વાલમ આવા બોલ નહિ બોલો, હું નહિ એવી નાર.

બુદ્ધિસાગર—ચુપ કરી ચાલી જા, નીચ તું નાશી જા;
લાજે નહિ કેમ કામની જરી.—મોહ.

ઝીણા— ( ૩૧ )

કંથ મનમાં છું મગનમાંરે,
લળીલળી હું લાગુ પાય—ટેક.
પધારો પધારો પીયુ આ ગૃહ અંદર,

મજા કરો મન ગમતીરે;
કરીએ બહાર અહોનિશ યાર,
સકળ સમર્પ્યું આજ તમોને;
તન મન ધન પીયુ તન મન ધન,
મારા અંગમાંય ઉમંગ ન માય—કંથ.

**બુદ્ધિસાગર—** ( ૩૨ )

પ્રીયા મનહરની (૨) દુઃખની, તનની, મનની, ધનની, ટેક.
સુંદરી સુંદર તવ મુખ શોભે વિદ્યુવત્ મધુરત્ કરની. પ્રીયા.
મખમલ અમલ, કમલ દલ કોમળ તૃદ્રવત્ કાયા તારી;
એ કાયાપર મમ મન આશક, જેમ મધુમાલતી નારી. પ્રીયા.

**બુદ્ધિસાગર—** ( ૩૩ )

ધુતારીએ મને દુઃખ દીધું અપાર, અપાર, અપાર.
હે જમાદાર મારોને માર, વિચારશો નહિ તમે લગાર,
**ઝીણા**—વિનવી વિનવી માફી માગું, પાય લાગું, આપને હું,
**૧ સિપાઇ**—ચૂપ બોલ નહિ, માર મારો સહી,
**૨ સિપાઇ**—આવ લુચ્ચી અહીં, શીદ રોકી રહી,
**જમાદાર**—કપટી છે એ વ્યભિચારણી નાર—ધુતારીએ.
**ઝીણા**—હું શરણે છું દીનબંધુ, કરો ક્ષમા ગુન્હો ગુણ સિંધુ;
**બધાય**—છટરે........હટરે..........ફટરે.........ફટરે.
રે દુરાચરણી દૂર અરે,
ખાવીંદ ભુલ થઈ છે ખરે;
માર.....ખાય.....જાય.....નાર. ધુતારી.



## અંક ૨ જો.

માધવસેન— ( ૩૪ )

દૈવ આશું કીધું તેં આ વાર પ્રધાન મારો પ્રાણથી
પ્યારો મુજથી ન્યારો તે,
સુનો લાગે એ વીના સંસાર—દૈવ.
હે જગસ્વામી અંતરયામી અમરઅનામી અગણીતનામી,
કેશવકામી અજરઅકામી સુભગુણગ્રામી નાથ નમામી;
સંકટ કાપો સુજશ થાપો ને સુખ આપો સચીવ
મીલાવો આ વાર—દૈવ.

માધવસેન— ( ૩૫ )

મનહર આ છબીવાળી મનમાહરે વસી,
જેના મુખ મંજુ આગે (૨) શરમાય છે શશી—મનહર.
મોતીથી માંગ પૂરી રહી છે જો લસી,
જમુનાના જળમાંહી ( ૨ ) જેમ ગંગાજી ફસી—મનહર.
જાણે આ મૃગનેની મુખ બોલશે હસી,
મળે આ માનુની તો (૨) ફેર ન્યુનતા કસી—મનહર.

બુદ્ધિસાગર— ( ૩૬ )

સુણો વિનંતી સદગુણી નૃપાળ મારીરે,
લ્યો સ્વીકારી લ્યો સ્વીકારી લ્યો સ્વીકારીરે. ટેક.
દેખ્યા મેં સર્વે દેશો વળી વિવીધ પ્રકાર વિદેશો,
ઊરનો ન મટયો અંદેશો;
આપ યોગ્ય દેખી નહી કોઇ નારીરે—સુણો.

શીલવંત સદા સુખકારી તવ લાયક એક નિહાળી,
આ સુંદર રાજ્યકુમારી;
આપનો સંબંધ કીધો છત્રધારીરે—સુણો.
એ કન્યાએ પણ કીધું તવરૂપ રસામૃત પીધું,
તન મન ધન તમને દીધું;
પ્રીતમ પ્રવીણ આપને વિચારીરે—સુણો.

આધવસેન— ( ૩૭ )

સાંભળી સુખેથી પ્રીતી થકી તારી વાત,
થયો આજે આનંદ અધાત. ટેક.
રંગ તુને રંગ તુને રંગ છે પ્રધાનજી,
અહો મમ પ્યારા સદગુણ તારા,
નીરખી મગન થયો ભ્રાત;
તેં નેકી પાળી ભલી ભાત—સાંભળી.
સુખસત વીલસત સુખદ્ દીવસ છે,
મન તન મારૂ સુખવત સારૂ;
કામ પુરૂં થયું આજે હું જાઉં હવે પરભાત—સાંભળી.

કુમતિ— ( ૩૮ )

કાઢુ કાઢુ કાઢુ ક્યાંઈક એ છોડીને હવે કાઢુ—ટેક.
દેખું જો એને નયન થકીજો,
ઉર ઉપજે છે દુઃખ ગાઢુ—કાઢુ.
જશે જ્યારે એ મારા ઘરમાંથી,
ત્યારે તન થશે મારૂં ટાઢુ—કાઢુ.

કુમતિ— ( ૩૯ )

શે મુઝાય લાય હાય હાય હવે મારીરે,
એ છોડી દેખુ દુઃખનું ન લેખુ;
સર્વ વીસારી પ્રીત રીત એણે મારીરે,
અધિક ઉમંગે ગલજીની સંગે;
આજ કાલ કાઢુ એવી વાત મેં વીચારીરે.

વીણા— (૪૦)

ધરી મન હામ કરૂં તમારૂં હું કામ,
શોક તજોને તમામ દુઃખ દુર કરી ( ૨ )
ધરો બાઇ ધીર સાથ થાશે રઘુવીર,
કેમ થાઓ છો અધીર ખાલી ખેદ કરી ( ૨ )
કામ થશે અરે સખી કામ શુભ થશે બેન,
ધરો ચીતમાંહી ચેન વાત ખરી કહું વાત ખરી–ધરી.

મુક્તા— ( ૪૧ )

નિશદીન ડરમાં ડુબી દુઃખ સરમાં,
અરે શું કરૂં હું ( અરે ) ગમે નહી ઘરમાં—ટેક.
મુંઝાઉ રૂંધાઉં મહા ચેન નહી ચીત્ત મહી,
ચાવત આવત દુઃખી હું અહો વિભુ મીન જલ વીના–નિશ.

કુમતિ— (૪૨)

મારા હૈયાતણો હાર તું છે પ્યારી દીકરી, ૧
પાળું પ્રીત, હું ખચીત, ખરેખાત તારી સાથ—મારા. ૨
વ્હાલી દેખું સુખ તારૂં, સહું દુઃખ દમનારૂં, ૩
મન તૃપ્ત થાય મારૂં, તુંથી બીજું કોણ પ્યારૂં; ૪

તારા મનમાંય ચીંતા કરવી ન કાંઇ ૫
શાને ફિકરમાં ફરે, ખેદ કેમ કરે—મારા. ૬
હુંતો તારા સુખે સુખી તારા દુઃખે દુઃખી, ૭
સદાય ચાહું સુખી નક્કી જાણું વિધુ મુખી—મારા. ૮

સુક્તા— ( ૪૩ )

કરે પ્રીતથકી માત પીતાની સેવ,
તેજ છોરૂં જગમહી કીરતી મેળવે સહી;
સુખી તે સદાય રહે આબરૂ અપાર લહે—કરે.
અતિ ભવજલ જેહ વિના શ્રમ તરે તેહ,
જગપ્રીય એહ અતી વિમલ એહની મતી;
ઇશ્વર પણ એનાપર રાજી સકળ શ્રષ્ટીમાં એજ
અભેવ—કરે.

ગઝલ— ( ૪૪ )

આપ્યું આપ્યુંરે મને સુખ શ્રીહરી,
કાપ્યું કાપ્યુંરે કષ્ટ કરૂણા કરી;
મળી મળીરે જેથી ઝીણા જાદુગરી,
હરી હરીરે મારી વેદના હરી;
હમણા લાવશે એ નારીને,
મૃગલોચન મદ હરનારીને;
ચંદ્રછબી અનુસરનારીને,
રૂપરતીનું હરનારીને;
ઝાલીને હાથ વા. વા. વા. વા.
લઇશું સાથ વા. વા. વા. વા.
મળીને સંગ વા. વા. વા. વા.
રમીશું રંગ વા. વા. વા. વા.

**મુક્તા તથા ઝીણા— ( ૪૫ )**

નમુ વિશ્વનાધીશ હું પ્રીતથી નમુ હે માલીક નીતથી. ટેક.
વિશ્વપાલક નામ સમરૂં ખચીતથી ચીતથી હીતથી પ્રીતથી,
મમ મનોરથ સાર્થ ઇશ્વર—વિશ્વપતી પ્રીતથી.
સારંગ ધનુષ્ય ધરણુ બહુ નામી ભક્ત ઉધારણુ જયજગસ્વામી,
દાનવગંજન અજરઅકામી ભયભંજન પ્રભુ પ્રણુમામી;
પ્રીત અંબર પ્રીતથી વિલોકી નૌત્તમ નેણથી,
સુંદરાકૃતિ સરસ સૌથી ચંદથી આનંદથી—વિશ્વ.

ગલજી— ( ૪૬ )

પ્યારી છબી સારી સુખકારી તારી તારી,
દુઃખ દમનારી પ્યારી પા અધર સુધા ( ૨ ).
પ્રીયા થઈ પ્યારી હવે ચાલ સંગ મારી,
હઠ તજી તારી નારી ખુબ મજા કરે ( ૨ ).

અભય કરૂં સંકટ હરૂં સત્ય ઉચરૂં ત્રીયા તુજને વરૂં,
લહેર કરીશું નિશદિન આપણુ પ્રાણુ પ્રીયા હવે સમજી જા;
સુખ પામીશ,

મુક્તા—ધીક ધુતા;
ગલજી—પ્રીયા મુજ થા;
મુકતા—દુર ગદ્ધા.

મુકતા— ( ૪૭ )

જારે જાર ( ૨ ) ઓ ખર ઇશ્વરથી ડર અંતર,
નીકળ અહીંથી બહાર,
કાં ન કરે વિચાર,

હું છું નિરાધાર, એવું ઉરે ધાર;
ધારે છે વ્યભિચાર, છે ધીક્કાર ધીક્કાર.

**ગલજી**—એવું વદે નહી નાર,

**મુક્તા**—દુર રહે ગમાર.

**ગલજી**—પ્યાર ધાર પ્યાર ધાર—જાર.

**મુક્તા**— ( ૪૮ )

દુર દુરરે તું દુર કુકર્મી કુપાત્ર ક્રુર,
નીમકહરામી બની જરૂર આ શું વિચારે છે ઉર;
છે તું પાપી ક્રુર કેમ કરે ગગરૂર,
કાફર ક્રુર...જા તું દુર.

**ગલજી**— ( ૪૯ )

છોડી દે હઠીલી હઠ તારી સલુણી ચાલ મારી સંગાથે,
મારી સંગાથે ખુબ ખુશીની સાથે—ટેક.
શશી મુખી તું સમજી જ્યારે સ્યામા આવા વિચાર સાને,
ખુશ કર મુજ મન,

**મુક્તા**—ચુપ ચુપ ચુપ.

**ગલજી**—માની જા તું,

**મુક્તા**—છટ છટ છટ.

**ગલજી**—દુઃખી થામાં,

**મુક્તા**—ફટ ફટ ફટ.

**દીવાળી**— ( ૫૦ )

યઇ વાર બંધુને અતી અરે શી ગતી,
નવ સુજે કાંઈ ઈલાજ પ્રભુ તુજ ખોળે સૌની લાજ.

રહેવાતું નથી દીન રેન બીતે નવ ચેન,
તજી ઘરનું કારજ સઘળુ નિરખે વરસે નીરજ નેન.
ધીરજ નવ નેક ધરાય અંતરમાં લાગે લાય,
ચિત્ત ચિંતાતુર નીત થાય અરે મુરઝાય મમ મતી
સુખ ના રતી—થઈ.

કાશી— ( ૫૧ )

આવી છું ઉમંગથી વધામણી દેવાને બાઈ,
ભુપની સંગ અહીં આવે છે તમારો ભાઈ;
વધાવા કાજ મુજ બેન ભરો થાળ મુક્તાના એન,
તત્પર થાઓ સત્વર રાહી નહી વિલંબ કરો બાઈ.

દીવાળી— ( ૫૨ )

સુણી ખબર સુખદાન ( સખી આ ),
અંગમાં ઉમંગ ન સમાય સખી મારે;
પધારે છે નૃપને પ્રધાન ( સખી આ ).
મન મમતા પરીપુરણ થઇ મુજ,
સુખ સંપતી હું પામી નિદાન--સખી.
પહોંચી મનની સઘળી હામ,
જાણે કંચનનો ઉગ્યો ભાણુ ( સખી ).

માધવસેન— ( ૫૩ )

કઠણુજ માનો કલયુગ આવ્યો પુન્ય ચુન્ય કરવા,
નીમકહરામી નોકર બેઠા અધર્મ આદરવા—ટેક.
ધર્મ ન જાણે શર્મ ન આણે પાપ પ્રમાણે મમતા માણે.
ઝેર ન જાણે વેર વખાણે પર વનિતા વરવા—કઠણુ.

એ જોઇ ઉરમાં આગ ઉઠે છે દીલ દમે છે શોક શમે છે,
જીવ ભમે છે અરરર મુજ ઉર થરથર ભરપુર;
હરીહર જગપર સુખકર દુઃખહર પરિહર સંકટ,
વિશ્વપતિનું મોદ ભુવન ભરવા—કઠણ.

**માધવસેન—** ( ૫૪ )

અહીં આવીરે ક્યાં ગઈ એ અલબેલી,
નીરખ નીતમ નેનથકી (એ) મદન બાણ ગઇ મેલી—ટેક.
જાણે મનોહર કંચન વેલી આનંદ યુક્ત ઉગેલી—અહીં.
ચંદ્રમુખી ચીત્ત ચોરી ગઇરે યોવન રંગથી રંગેલી—અહીં.

**માધવસેન—** ( ૫૫ )

પેખી પ્રીયા મુજ ગંજુલ તારૂં ત્રમ થયું મન તારૂણી મારૂં,

**મુકતા—**

પ્રાણપતી જાઉ તમપર વારી પ્રીતમ પાવન કીધી પધારી.
સુખદીધું સુખમા કર સ્વામી,

**માધવસેન**—વહાલી તેં વીરહ વેદના વામી;

**મુકતા**—પ્રાણપતી હું છું દાસી તમારી,

**માધ૦**—તુંતો પ્રીયા મુજ પ્રાણથી પ્યારી છો પ્રીયા મારી;

**મુકતા—**હું બલીહારી.

**માધવસેન**—હર્ષ અતી.

**મુકતા—** પ્રાણપતિ,

**માધવસેન—**ચુંબન દે અધરા મૃત પ્યારી;

**મુકતા—**આવે છે શર્મ મને છત્ર ધારી,

**માધવસેન**—ફર ઉમંગે.
**મુકતા**—આવીશ સંગે;
**માધવસેન**— ( ૫૬ )

પ્રીયા પાણી પરસ તુજ કરી.

ચંદ્રમુખી થાઉ સુખી રહુ સદા સંગે પ્યારી,
સુખ કરી દુઃખ હરી ( હું )—પ્રીયા.
નેણ મારી પ્રાણ પ્યારી ચીત્ત ચોરી લીધું તે,
ઓ પ્યારી સુખકારી તારી પ્યારી;
વાણીથી મહા મગન છું—પ્રીયા.

**મુકતા**— ( ૫૭ )

પધારો પ્રાણ પ્યારા હે આંખોના તારા.
ચાલો શીઘ્ર પ્યારા પૂરમાં તમારા આવ્યા **દીન સારા,**
મન ધાર્યું થયું મારા પેખી પ્રાણ પ્યારા;
**માધવસેન**—પ્રીયા બોલ તારા લાગે ખુબપ્યારા,
**મુકતા**—આવ્યા દીન સારા પધારો પ્રાણ પ્યારા.
પ્રેમ પગો દી પુન્યનીધિ ગુણીયલ ગરીબનિવાજ.
કઠીણ કાકીના કષ્ટથી મુકત કરો મહરાજ,
**માધવસેન** તુંવાલી છો દારા આંખો તણાતારા.
**મુકતા**—આવ્યા દીન સારા પધારો પ્રાણપ્યારા.
**વીણા**— ( ૫૮ )

ડુબી દુઃખતણા દરિઆવમાંરે,

કોઇ ઉગારો દીન દયાળ—ટેક.
અહો પ્રભુ હું કોણ અને આશી દશાને પ્રાપ્ત થઇ છું.
મુજને કોઇ ઇલાજ નથી સુજતોરે;
સોચું દીલ વિષે દીન રેન—હુબી.
અરે કોઇ વીર પુરૂષને આ દીન દાસની દયા નહી આવે.
હોય જો વીર પુરૂષ પરાક્રમી,
તે તો લે અબળાની સંભાળ—હુબી.
હાય હાય હવે શું કરવું મારા દુઃખનો પોકાર કોઇ નહીંજ સાંભળે કે શું,
આવો અબળાને ઉગારવારે;
હોય જો વીર પુરૂષ કોઇ આંઇ—હુબી.
હું દુઃખણીદ્વાર ઉભી દ્વારરે ( ૨ )
ઉભી ઉભી કરૂં પોકારરે હું—હુબી.

માધવસેન— (૫૯)

જાણી તારી વાતો સઘળી મેતો.
તુંછે લંપટ અને નફટ,
નીકલ હરામી હઠ હઠ હઠ.
દુરગુણનો તું છેભંડાર.
જાણે નહીં કાંઇ સારાસાર.
પર નારીથી રાખેપ્યાર,
ફંદી તુજને ફટ ફટ ફટ,

બુદ્ધિસાગર— (૬૦)

અરે કરો કરો નહિ કાં વિચાર.

સિંહ કદી કરે નહી ઘાસનો સીકાર—કરો૦
નીર દોશીને દોષીત કરતાં,
લાજો નહી કેમ તમે ઉરમાં લગાર—કરો૦
**માધવસેન**—દુરાચારી દુઃખ કારી અવિચારી.
ટેવ તારી છે નઠારી,
**બુદ્ધિસાગર**—કરો કાંઈ વિચાર વિચાર—સિંહ૦

**ઝીણા**— ( ૬૧ )

વીધન વિદાર્યુંરે થયું મન ધાર્યું,
સુખેથી જાઉ હવે ઘેર—ટેક.
પક્ષો જુદાગરો હવે એ જણાનો,
કેવી રૂડી કીધી છે મેં પેર—વીધન.
મારી મુરાદ સઉ પાર પડી છે.
કેવું વાળ્યું સારી પેઠે વેર—વીધન.
ઈશ્વરે મારૂં કાજ્ય સુધાર્યું;
આજે થઈ ગઈ લીલા લહેર—વીધન.

**મુક્તા**— ( ૬૨ )

આનંદનો દિન આજેછે મારે,
દિવસ ગયા દુઃખ કારી. ટેક.
પ્રીતમ સંગે આજ જવાની,
જલદી કરૂં હું તૈયારી— આનંદ
આજ મારે ઉછરંગ અતીશય.
જાણે અનેક દીવાળી— આનંદ

**માધવસેન—** (૬૩)

આજ મારા હૈયામાં હુલાસ,
ચીત્તમાં મળવાની ચટપટ.
અતી ઉમંગથી સ્નેહ સંગથી;
જાઉ પ્રીયાની પાસ—આજ.
સત્વર જાઉં નહી વાલંબ કરૂં;
સુખેથી જઈને,
લાવું સુંદરીને સંગ લાવું.
લગની લાગી છે એની મુજ મનમાં,
નિરખું વદન સરે એન્દુ પ્રકાશ—આજ.

**માધવસેન—** (૬૪)

આશું દુઃખ દીધુ ગરીબની વાજ.
પ્રગટ્યો શોક સમાજ બગડયું સરવે કાજ,
આજ આજ આજ આજ;
વાલી વીયોગથી હાય લાગી મારે ઉર લાય,
દાદ સુણી જગરાય સુખ આપો દુઃખ જાય.
મહેર કરી મહારાજ આજ આજ આજ આજ;

**ઝીણા—** (૬૫)

અરરરરરર દૈવ દુભે જો હું કાજય કરૂં નહી.
થરરરરરર ધરતી ધ્રુજે સર સહીત સુકે સહી—**ટેક.**
વળીનકરે પતીજ મારી કોઇજન જગમાં ફરી.
થાય નીંદાલોકમાં બહુ આબરૂ રહે નહી જરી.—**અરરર**

નામલાજે મારૂં જો આકૃત્યથી હારૂં કદી.
મેળવું એ નારી એને સત્ય વચન કહું વદી—અરરરર.

અલજી— ( ૬૬ )

જીવન દોરી ગઇછે ચીત્ત ચોરી.
કામની કામણગારી છબી આનંદકારી.
વીસરે ન વીસારી ગઇછે કાળજું કોરી કોરી.—જીવન
એના પાછળે તમામ ધન તોડું.
પણ પ્રિતી એના થકી જોડું,
જીવજાતાં સુધી નહી છોડું.
ધરી ઉમંગ ધરીઉમંગ એનાસંગ રમુરંગ,
અંગ અંગમાં અભંગ છે અનંગના તરંગ.
સુપ્રસંગ રાયસંગ કરૂં જંગ સેન જોડી જોડી—જીવન.

જુમખો— ( ૬૭ )

ચીત્ત ચાહી તમારૂં કામ કરનારો,
જેવો તેવો જણાઉં છું પણ સૌને છેતરનારો—ટેક.
હુતો ચોરો માંદી ફરનારો—તમારૂ.
સોંપો કામ સુખેથી મુજને જે ધાર્યું હોય,
આપે મનમાં.
જુઓ કરૂં છું કેવી ખુબી પુરૂં પાડું પલમાં;
ઠરનારો લડનારો હું ન ડરનારો—ચીત.

ચોર— ( ૬૮ )

અરે હો હાલો ધરી મન હામ.

અરે પસે મળહે મસ અનામ,
અરે હાવે હાવે હધારીએ કામ કામ;
ઝુમખો—કરો તૈયારી ઝટ તમામ.
ગલજી—પાર પાડો ઉરનો અભીલાખ;
ઝીણા—અસરફી મળશે એક લાખ.
વેલા દેજો સુભ સમાચાર,

---

## અંક ત્રીજો.

મુક્તા— (૬૯)

નથીરે ધરાતી ધીર લગારે.
વિશ્વ પતિ તું ચઢય મુજવારે.—ટેક-
બનીરે હવે હું બહુ દુ:ખીઆરી,
રત્ન અમુલ્ય હું હાથથી હારી,
પાને પડ્યો ક્યાંથી આ મૂર્ખ મારે.—નથીરે.
કરૂંરે હવે શું ક્યાં જઉં આજે,
આ દુ:ખ દેખી મુજ દીલદાઝે.
વિરહથકી વીલખાં અતિ મારે,—નથીરે.

મુક્તા— (૭૦)

લાગે, લાગે, લાગે, લાગી.
કુનાલી દુ:ખતણી દાગી.
ગ્રેહ ગોળીઓ મુજને વાગી,
જાલીમ જ્વાળા જાગી.

પડી વીખુટી મુજ વાલમથી.
હું દીન દુરભાગી.—લાયે.
કષ્ટાનુરાગી થઇ હું અભાગી.
વિરહ વેદના જાગી.
દુઃખ દિન આવ્યા, પરહરૂં કાયા.
અવર કલ્પનાત્યાગી.—લાયે.

સીંગોર— (૭૧)

બના હું મેં (૨) દીલગીરી સેં દીવાના.
માલાંકી મ્હેર હું સેં, મીત્રીથી એક મેરી,
મુજે કે છોડ બન મેં, ચલી ગઈ સોન મેરી
રહા નહિ રંક કરમેં, રમનીય હાય રત્ન
કહાં સેં ઢુંઢ લાવું. કરૂં મેં કોન યત્ન—બનાહું.
મેં બેડા બનકે ભટકું, પોકારૂં પ્યારી, પ્યારી.
ક્યાં તક્દીરે બાળકીના, ગયા મેં હિમત હારી—બનાહું.
અબકોન જગાપર રહેના, એ સંકટ કબતક સહેના,
ઉર ધીરજ નેક ધરેના, મન કોઈ ઠોર ઠરેના.

માધવ— (૭૨)

થઈ દુરપ્રીયા થઈ દુર, દીધું દુઃખ પૂર, બન્યો ચકચૂર
નથી ચીત ચેન, સતાવે મેન, ઝરે નીર નેન,
દુઃખી દીન રેન.

માધવ— (૭૩)

મુજ પ્યારી વિનારે અહીં
ચિત ચંચલ ચેન પડેજ નહીં, ટેક.

વ્હાલી વિયોગ તણા શર વાગે,
શોક સમુહ સમે ન સહી— મુજ૦
માંસ રૂધિર બળી ભસ્મ થયું સૌ.
આગ બજુકે ઊર ગહીં— મુજ૦

**માધવ—** ( ૭૪ )

સુખનારે ઉપચાર સહુ સુખ દાન જે.
સહુ ગયાં મારાં પ્રાણ પ્રીયાની સાથ.
હવે નીરૂ બનીને વનમાંરે ભટકું છું સંકટ ભોગવી,
એજ વ્હાલીનો આજ વિયોગ વીતાવતાં.
જાગે મારા ઊરમાં જાલીમ જવાળ— હવે.
સફળ કામ થયું નહીં એકે માહરૂં,
થઈ સહુ મુજ ઊરની અફળ આશ હવે.
પ્રીયા ગઈ પરહરી, મને દુ:ખી આરો કરી.
ચિત્ત માન ચેન જરી, રહે નહિ ધીર ધારી
શી રીતે બેસવું ઠરી, સતાવે વિયોગ અરી.
આપા દીનપર કરી, વિપત્તિ વીદારો હરી. વનમાં.

**છોકરાઓ—** ( ૭૫ )

ક્યાંથી આવ્યા એ વાણીયા, વળી શીદ ગભરાય.(૨)
જુઓ જુઓ ભાઈઓ એના મુખ સામુ,
લજામણું બહુ લાગે નકામું;

**વજપાળ—**ચિંતા શી તમને થાય, થાય, થાય,

**છોકરા—**કુબુદ્ધિ તણો ભંડાર, મૂરખનો સરદાર.
મારો ખૂબ માર,

**વજપાળ—**હવે હાઉ, હાઉ, હવે હાઉ, હાઉ.ક્યાંથી

બધા— ( ૭૬ )

હવે ચાણે આવશે એ નાર.
ચિંતા મનમાં થાય અપાર, વાહ, વાહ,

જાુઠીયો } કરો વ સાર હો આવાર, ઝટપટહીંડો હુંસે ભા
ચોડીયો } પબોને માલીયો બે કહે ઈમ આપણુ કરાએ
ચાંડીયો—તુ હંધુ હાસુ કહે સે હેંડો વગડામાં ફરીયે છ

લૂંટારા— ( ૭૭ )

અરે ન જાય, ન જાય જલદી પકડો એને પકડો ભાઈ.
મુક્તા—અરે હું બાળ, અરે હું બાળ, બાળ, બાળ,

લૂટારા—છટરે હરામી છોકરા,
મુક્તા—જવાદીયો જાણું ગરીબ;

માલીયો—ન બોલ તુ હરામખોર.
મુક્તા—અરર શું દયા ધરો.
લૂટારા—ચેવી થાય છે દયા,
મુક્તા—હાયરે દસાશી આજમાહરી થઇ પ્રભુ—અરેનજા

મુક્તા— (૭૮ )
અરે પ્રભુ મારી આશી દસા થઇ રે.રે.
પડી માહા દુઃખમાં આંઇ—પાપ નક્યાં મનેપૂર્વજનમના
સંકટ સ્થળમાં સપડાઇ,

દેવ દયાદીલ લાવોને—અબળાની વારે આવોને.
આ દુઃખમાંથી બચાવોને—હવે હ્રદય જાયછે ચીરાઇ,—પાપ ટે.

દુઃખીયારીને દુઃખ શું દીધુંરેરે, લૂંટીલીધું સૌ સુખમારૂં.
હોંસ હૈયાની રહી હૈયામાં રેરે—ધીરજ કેપેરે ધારૂં.
પડી છું માહાદુઃખ પાસમાં, આવિ પતીના વાસમાં,
તલપું છું પાપી ત્રાસમાં, જગદીસ એક સરણું તારૂં—હોંસ.

**વજપાળ, લુંટારા—** (૭૯)

મેડબાનો દયા કરીમારો નહીંરે,
બાંધો એને.

ભલે લુંટીલીગો પણ બાંધો નહીંરે.
સોડીયેં ચેમ.

હાથજોડી તમોને પગે લાગુંરે,
સાનારે બેહુર.

મૂકીદીઓ મહાસાબ હું તો માફી માગુંરે.
તને માર્યાવિના મુચનાર નસીંરે—મેડબાનો,

**માધવસેન—** (૮૦)

અરે ચંડાલો ચીતમાં કરો ન કાંઇ વિચાર.
વિણુ મોતે મરી જાઓ કાં.
કેરથી, પેરથી, ઝેરથી, વેરથી.
ઊઘડાવો યમદ્વાર—અરે ચંડાલો.

હમણાં મારી કરૂં હું હાર,
પણ દયા છે દીલમોઝાર,
જીવ લઇ ભાગી જાઓ સરવે;
કહું કરી પોકાર—અરે ચંડાલો.

**કાનીયો**
**રાયલો.** (૮૧)

અલ્યા પઈલાનું હજી છે ગલામ (૨)
ગલામ પઇલાને કાજે મોટા જોગીરાજે—
બાટકે દાડી ગામોગામ ગામ— **અલ્યા.**
પઈહાને કાજે આપણે આજે હાકઇડીની પાહે
હેંડોને જઇએ.

જઇને તમામ, હધરવા કામ,કરીએ હલામ હલામ—અલ્યા.
જુગટું રમી હું દારૂ પણ પીહુ, જીતી હુ પઇહા તે.
ઠામ ઠામ—અલ્યા.

જુગારી— (૮૨)

નવા પરામાં જુગટું રમવા ચાલો ભાભાજી આવાર.
સૌ મળી આપણ રમત રમસું, લહેર થશે ત્યાં અપરંપાર.
માહારાજ તું ઠીક કહે છે, મારો મત પણ એ છે,
જીવતરનું ફળ તે છે,
નાના, નાના, નાના, નાના, ન જવાય નગરથી બહાર.
નવા પરામાં.

બીકણ ભારે તુંછે, ત્યાં જાતાં ડર શું છે,
હું કહું છું તમને ઠીક, ઘરશોમાં કોઇની બીક.
ગમતને ખાતર ત્યાં જાવા, સત્વર થાવો સૌ તયાર.
નવા પરામાં.

છો ના કહેતો ભાભોજી પણ,આપણતો આવીશું ત્યાં.
એ સ્થાનક છે સુખદાઇ, માટે ત્યાં જાસું ભાઇ.
રમત રમશું હર ગાઇ, પણ એક ખામી છે ભાઇ.
મુજ પાસે નથી પાઇ.
લે પૈસા આપુ હું તુજને, ગમતમાં મન માંહી,
લગાર નવા પરામાં.
મનમાં મારે ચટપટ ભારે ઝટપટ,
જઇએ આપણ આજે, ખેલ ખેલવા કાજે,
મનને ખુસી કરવા, પરનો પૈસો હરવા,
શું છે કોઇની પરવા,
ચાલો ચાલો સત્વર જઇએ વીલંબ કરસો નહીં લગાર,
નવા પરામાં.

( ૮૩ )

માકરડી તથા અગરડી | સૌને બોલાવો બોલાવો સાહેલી મોરી;
રમતના ફંદમાં ફસાવો સાહેલી મોરી.
પૈસા પાડી લીયો પ્રીતેથી સાહેલી મોરી,

એછે સાહુકારો ના છેયા સાહેલી મોરી,
જુગટાના શોખી જણાય છે તમામ.
કપટ કરીયે, ધન હરવા, તત્પર થા મદીરા પા,
દુખ જાવા, સુખ થાવા— સૌને.

જુગારી— ( ૮૪ )

બળે છે રીસે શાને તું હારી ગયો છે
અરે થયું, થયું, થયું, બેવકુફ.
હું હાર્યો નથી નક્કી, પડી છે મારી ઝાંકી;
છટ, છટ, છટ, બળે છે.
નહીં નહીં વદીસ અરે જુઠી વાણી,
મેં સઘળા સરવે તારી જાણી
નહીં બોલ્ય બસ બસ
જા લુચ્ચા જાણું છું તને
છટ દુવો પડ્યો છે તારે.
કેમ જુઠા બોલ ઊચારે;
ચુપ ચુપ લુચ્ચા ચુપ ચુપ ચુપ—બળે છે.

ગલજી – ( ૮૫ )

કરવો કોણ ઈલાજ માહરે કરવો કોણ ઈલાજ
કલેસ કરાવ્યો તોય ન ફાવ્યો.
માલનીયે મુજને ભરમાવ્યો.
દેશ તજી પરદેશમાં આવ્યો

ગાંઠ્યનો પૈસો તમામ ગુમાવ્યો,
સંકટ સાગરમાંહી ડુબાવ્યો;
ફીર પ્રગટ્યો સોક સમાજ— માહરે

( ૮૬ )

સાકરડી | નાશી જઇએ ચાલો જલદી અહીંયાંથી.
અગરડી | અહીં રેવાથકી રહેસે નહીં માન,
ભૂપતના ત્રાસથી ભૂલી જઇશું ભાન—નાસી
જુગટું રમીને લૂંટ્યા છે સાહુકાર-
એ ગુન્હાથી લૂંટી લેશે ઘરબાર નાસી-
નીરખતાં નીચ કૃત્ય કોપસે નરેશ.
કેદ કરી સંકટ પમાડસે અસેષ— નાસી.
કહ્યું જો માનશો નહીં તો કષ્ટ પામસો સહી.
ગમાવસો આબરૂ બાઇ કે પાસે રહેસે ન પાઇ;
થાસોરે બદનામ બરાબર થાસો— નાસી.

( ૮૭ )

જમાદાર— તથા સીપાઈ— | અરે પકડો જલદીથીં લગાડો ન વાર.
બાંધો લૂચ્ચાઓને ફીર ડરો ન લગાર—અરે.
જુગારીયા—હપાઇ હાથ મુકી દીયો અમને,
લાંચ આપીહુ ઘણીયે મને;
કરીશું ન આવું કામ હવે બીજી વાર—અરે પકડો.
સિપાઈ—લાંચ અમે કોઇની નથી લેતા;
જુગારીયા—લીઓ સાબ ઓછું નથી દેતા,
જમાદાર—અરે તું બકે સુ એવો હું.
મારો મારો ખુબ માર. કરો. કરો. દાં વિચાર—બાંધો.

ચંચળ— ( ૮૦ )

નાના નાવલીયાથીરે પામું છું દુઃખ ભારી,
પુરના જન સરવેરે કરે નીંદા મારી;
દુષ્ટ દીયર નિશદિન મને દે છે દુઃખ અપાર,
તેમ નથી મુજ સાસુનું મુજને સુખ લગાર.
નણદી છે નઠારીરે વિંધે વચનો સરથી;
ઓલાતી નથી અગનીરે. કદી મારા અંતરની,
આસક છે મુજપર અતિ મુજ સસરો રસરાસ
તેથી મારી દીયરને કાઢું સઘળી કાસ.
સસરાજીની સંગેરે પછી મોજ મન ધારી;
હું કરીસ હમેસાંરે કહું વાત વિસ્તારી—નાના.

મુક્તા— ( ૮૯ )

જન્મ ધરી કીરતાર જગતપર જન્મ ધરી કીરતાર.
સુખ દીઠું ના લગાર—જગતપર;
જ્યાં જાઊં ત્યાં દુઃખવીણુ બીજુ દેખું નહીં
નીરધાર—જગતપર.
ઊર અકળાએ, જીવ ગભરાયે અંગે ઊઠે
અંગાર—જગતપર.
વિયોગના સર વાગે નિરંતર, મારા શરિરમોઝાર.
—જગતપર.

માધવસેન— ( ૯૦ )

ના મળી નારીરે હો પ્રાણથી પ્યારી.
મદન કષ્ટનું સદન બનીને,
દુઃખ દે છે અતિ અરરરરર;
આંસુ ખરત ખુબ ખરરરરર—ના મળી

ફીયા જનમનું પાપ પ્રગટીયું
ફરણી નડી કોણ ભવની;
હવે ઊગારો આ વિપતોથી.
તુંહી, તુંહી, તુંહી, તુંહી, શીવ શીવ શીવ શીવ.
શીવના-મળી

માધવસેન— (૯૧)

પકડોછો કેમ વિના અપરાધે જમાદાર,
ડર બતાવી અપાર કરો નહીં કાં વિચાર.—કેમ.
આવો અન્યાય નકરો, ઇશ્વરથી ડરો.
દયા દીલમાં ધરો, અહંકાર પરહરો.
આ શું કરો, જરા ડરો.—કેમ વિના.

વારાંગનાઓ— (૯૨)

મળીને મંગળ ગાવો મનમાં મોદ ભરી.
અતિ આનંદ ધરી ધંનછે આજ ઘડી.
વિભુએ મેહેર કરી. (૨)
હાં હાં હાં હાં મળીને મંગળ ગાવો મનમાં.
મનોહર મંગળના સાજ સજો સર્વ સખી.
લીયો ફળ નેનનું સહુ નૃપનું રૂપ લખી.
કૃતાર્થ જન્મકરી નિહાળો ફરી ફરી.
હાં હાં હાં હાં—મળીને.
નિહાળો રચના સ્વયંવરની સર્વ મળી,
સ્થંભની શોભા ઘણી જડયાં છે રત્ન મણી;
જેમ મંન મથ્થરતિ નળ દમયંતિ સતી.
તેવી આ બેઊ તણી મનોહર જોડ બની (૨)
હાં, હાં, હાં, હાં,— મળીને.

તમામપાત્રો— (૯૩)

જય જય રઘુવર અગધર, નગધર.
વિશ્વંભર વિશ્વેસ.
અભિવંદન શ્રી અવધેસ.
કરીયે સુખદાન સુરેસ—જય જય.
જય સચરા ચરના સ્વામી.

મુક્તા—

પ્રભુ પ્રણતપાલ ગુણ ગાત્રી,
સુખકર, દુઃખહર, જગધર.
તારો મહીમા અચળ અસેષ,
સુખથી સંતન સંત ઉધારણ.
હર્ષથી ગાવત ગુણ હમેશ.
શેષ ગણેશ સુરેસ ધનેશ.
દિનેશ હમેશ અહો અખિલેશ.
ગુણવાન આવા દંપતીની.
જોડ નિશ્ચળ રાખજે.
કરૂણા કરી કરૂણાનિધિ.
સૌ કષ્ટ કાપી નાખજે.
અરજી છે એ અમારી.
પ્રભુ લીયો સ્વીકારી.
અમને ભરૂસો ભારી.
ભક્તિ દિયો તમારી.
વિશ્વંભર વિશ્વેસ.

સમાપ્ત.